# गुर्वीर कलाजीना

## नाटकनां गायनो.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## વાંકાનેર નવિન આર્યોદય

નાટક કંપની.

પ્રત ૧૦૦૦ આવૃત્તિ બીજી સુધારા વધારાસાથે.

## અમદાવાદ.

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઈટેડ
પ્રિન્ટીંગ એન્ડ જનરલએજન્સિ કંપની
"લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૫૨. સન ૧૮૯૬.



કિંમત બે આના.

# શૂરવીર કળાજીના

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર
**વાંકાનેર નવિન આર્યોદય**
**નાટક કંપની.**

પ્રત ૧૦૦૦ આવૃત્તિ બીજી સુધારા વધારા સાથે.

**અમદાવાદ.**

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ
પ્રિન્ટીંગ એન્ડ જનરલ એજન્સિ કંપની
"લિમિટેડ" ના પ્રેસમાં
**રણછોડલાલ ગંગારામે છાપ્યાં.**

સંવત ૧૯૫૨. સન ૧૮૯૬.



**કિંમત બે આના.**

૬૪૪૮

# शूरवीर कलाजीना नाटकना गायनो.

**તમામ પાત્રો—** ૧

વંદન કરો ઉમીયા વરનું.

સંકટ હરશે સૌ ત્રિપુરારી, સેવક દીલમાં ધારી,
અતિ હર્ષે થકી, નામ ભજો શુલધરનું;
આપત સઘળી જશે મન વાંછિત થશે,
વિઘ્ન સઘળું હરશે સુખ સંપતિ ભરશે,
માટે જગવ્યાપક વર હરનું સ્મરણ કરજો અતિ.

**ભટિયાણી—** ૨

યોગ્ય ઉમર થઈ મારી હાય હું હારી મળ્યો ન પ્રાણપતિ,
નહીં રહે ધિર ધારી હે પ્રિય મારી જોને વિચારી;
મદન કદન મુજને દિયેરે, કામ ન સુઝે રતિ,
અતિ વ્યાકુળ મન માહરૂં હવે કોણ કોણ મારી ગતી.
સમિર તુજને વિનવું વાગા મંદ ગતિ,
મતિ મારી મુઝાય છે વિના પ્રાણપતિ;
પારવતિ સતિ અગમ ગતિ વિનંતિ કરૂં અતિ,
રતિ સદા તુજ નામમાં પતિ દે વિમળપતિ.

**કેશર—** ૩

નહિં શોચ કરો મન માંહિ, જગદિશ્વર કરશે સૌ સારૂં,

ધિરજનું ફળ અતિ આપશે મખીલપતિ;
પતિ, પતિ, અરે પતિ, એમ મતિ, અરે કહો શી બાઇ,
જમીને, રમીને, ગમીને દમીને.
શાંતિ ધરો. શોક હરો, મોદ ભરો, ધ્યાન ધરો, હરો ફરો
કાલે મળશે પતિ સતિ સાંભળો હરખાઈ.

**ભટિયાણી—** ૪

સુણજે સખી તુંને કહુંછું હું વચન,
વધિ ગયો જુલમ જાણુ જાહીર યતન;
સબળ ક્ષણી ફુળ સર્વ અબળ થઇ ગયું,
તરલ તેજ દારૂણી તુલ્ય તે ગયું.
હાય હાય હાય હાય કાંઇ ના રહ્યું,
વયું, ગયું, થયું હૈયે હારી હાય હારી;
કષ્ટ ભારી—બળે છે મનરે.

**ભટિયાણી—** ૫

ધિઃક, ધિઃક, તુજને કહે શું મુજને, તુજને કહુંછું હત્યારી;
તું શું જાણે ડહાપણ આણે, ક્ષત્રી ધર્મની ખબર નથી;
પતિવ્રત મુજ ભંગ કરાવા, ઇચ્છા તારી છે મતિમંદ,
ફંદ તણા તું દ્વંદ કરે છે હું તુજને કહું દુષ્ટ કથી.
કદાપિ એ વચન હવેથી જો ભણી,
નિકાલી દઇશ તુજને હું પાપણી ગણી;
હે દુષ્ટ ભામનિ, ન આંવ્ય આમનિ,
નહિ તું કામની બોલ વિચારી દુ નારી.

**ભટિયાણી—** ૬

વદું છું હું વચન વિચારી, સુણો સોય માતુ હે મારી,
ભર્ત ભુપાળ બન્યા છે બિચારા, મ્લેચ્છ થકી ગયા હારી;
નવરોજે નિજ નારી મૂકે છે, પરણી રાજ્ય કુમારી,
તેથી હેરે હુંજ હારી—
ક્ષત્રીપણું નહીં સ્વપ્ને જાણે, બેઠા ધર્મ વિસારી,
ક્રુર કુકર્મી કુવ્યસની થયા છે, નથી રે દયા મન ધારી;
લગ્ન ન કરૂં માત મારી.

**રાણી—** ૭

કહું છું ધર્મ વિચાર છે બિલ મુજને અપાર,
આ શું વદે છે પ્રિય મમ પુત્રી કાં નથી રે વિચાર;
શા માટે તું વાત બિવાની કરતી નથીરે સ્વિકાર,
કહી કહી થાકી આ વાર.
શાણી થઇને વાણી વદે શું તુજ મતિ પારાવાર,
તાત તમારાને લાંછન લાગે નિંદા થાયે અપાર;
છે જે ગુણના ભંડાર.
એ માટે હું તુજને કહુંછું સમજ સમજ સત્સાર,
પરિ હરિના નિજ કમળાનનથી મનથી માગ્ય ભરથાર;
છે વળી અબળા અવતાર.

**ભટિયાણી—** ૮

નવરો ન મુકે કોઇ રાજવીજો,
લગ્ન કરૂં રે (૨) હું તો તેહની સંગાથ;

ક્ષત્રી ભ્રષ્ટ થઇ ગયા છે નીજ ધર્મથી રે,
નથી શૂરા (૨) છે અધુરા નથી પૂરા.
મ્લેચ્છ મંદનું અનંત ગાત જોર છે રે,
માટે જોને રે (૨) તું મનમાં વિચારી વારવાર.

કવિરાજ— ૯

ચંદ્રાક જબ લગ રહે જબલગ કનક નગેંદ્ર,
તબલગ મહીમેં અચલ રહો વિજયસીંહ જયું મહેંદ્ર.

કવિરાજ— ૧૦

જુગ જીવો વિજયસીંહ રાજ,
દુઃખ વામજો, સુખ પામજો;
જામજો ધરતી, ભરતી વરતી,
શેષ ધરાધર પર ધરે વિધિના રચે જગત.
જોધપુરના રાજવી ત્યાં સુધી તપો તખત,
ચંદ્રાર્કની કાંન્તિ નભ, નભમાં વળી નખત;
જોધપુરના રાજવી ત્યાં સુધી તપો તખત.

કવિરાજ— ૧૧

ધન્ય ધન્ય કુલ બાન ધન્ય તવ માતપિતાકુ,
ધન્ય ધન્ય કુલ બાન ધન્ય તવ વિમળ મતાકુ;
ધન્ય ધન્ય કુલ બાન ધન્ય રજપૂત સુભગકુ,
ધન્ય ધન્ય કુલ બાન ધન્ય તવ ન્યાય નિમકકુ.
કવિરાજ કહે તવ બંસકુ ધન્ય વિજયસીંહ નૃપ અતિ,
વરત વસમાન જીનમેં હુવે શૂરવીર નર વિમળમાત.

**કલાજી—** ૧૨

બળહિણુ થયાં હાપે મુજ મુખથી ન કેહેવાયે,
સુણી દુર્બળતાની વાત થાય ઉત્પાત;
દેહનો ઘાત કેમ નવ થાયે,
અતિ મ્લેચ્છ મહા મતિમંદ કરે છે ફંદ.
બની સુખકંદ દૈત્ય તું ધાયે,
મહા ભ્રષ્ટ બની બે શર્મ ધરે નહીં ધર્મ:
કરે કુકર્મ પમ હસાયે,
લે ક્ષત્રીઓની કન્યાય કરે અન્યાય;
જ્યાં ત્યાં થાય જુલમ કહેવાયે.

**કલાજી—** ૧૩

તન બળે છે મારૂં આજ અહો આશું થયું રે,
યવન અમલ અવનીમાં છતાં આણ્યો વિચાર ન વાક્ય વદતાં;
મરવું પડશે જો રાજાનું વચન ગયું રે,
અહો આ તે શું રાયે જાણ્યું ડાહાપણ દિલમાં કાંઈ ન આણ્યું.
વચન વદી બેઠા છે તે જો વહી ગયું રે,
મતિ ગઇ મુઝાઇ અતિ અરે હવે શી થાયે ગતિ;
વણ વિચાર્યું કરવા મન વિહવળ થયું રે.

**ભટિયાણી—** ૧૪

ધણી ધમરાણીશું મનમાં,
વિરહ વન્હિથી વ્યાકુળ થઇ;
નથી ગમતું કાંઇ મુજને શુદ્ધ સત્રળી શરીરની ગઇ,

જોબન મારૂં જશે એળે નહીં થાશે શું મન ધાર્યું.
ચપળ ચિતમાં ચેન ન કંઇ—                વિરહ.
સખી મુજને સતાવે મેન,
નથી સાધન કાંઇ સુખ દેન,
મતિ મારી મુઝાઇ ગઇ—                વિરહ.

કેશર—                ૧૫

ધૈર્ય ધરો બાઇ મારી શોક દુર કરો,
હો સુજ્ઞ અતિ બાઇ મારી મન મુદતા ભરો;
કાલે થાશે સુખ શાંન્તિ ચિંતા પરહરો,
શ્રી હરિ સમરો મુખેથી દુઃખ ના ધરો.

ભટિયાણી તથા સાહેલીયો                ૧૬

સખી પાવસ પયોદની ઘટા ઘણી રે,
માંહિ ચંચલા ચમકે ભલી ભાત;
આવ્યો શ્રાવણ સાહેલીઓ સોહામણો રે,
શીત મંદ ને સુગંધ રમણિય અતિ રે,
વેહે ત્રિવિધ પ્રકારનો સમીર—આવ્યો.
વાદળ વાદળ કામનું અંગનાગણ મેઝાર,
જાણે ચઢયું જગ જીતવા સજી સહુ ઉપચાર—સખી પાવસ.
ચારેમેર ચંદ્ર વધુ ચમકે ચાત રે,
ચોટ ચાતકની ચુભે ચિતમાંહિ—આવ્યો.
વિકાસ વિવિધ પ્રકારના સરોવર વિષે સરોજ,

અવરેખત એરી અતિ મામાં વધે મનોજ—સખી પાવસ.

ગિરિ હરિત દેખાય અતિ આ સમે રે,

તેપર મધુરા બોલે છે જોને મોર—આવ્યો.

સુંદર સર સરિતા વિશે નિર્મળ ભરીયાં નીર,

વિલોકતાં વાધે સખી તારૂણીયો ઉર ધીર—સખી પાવસ.

સહુ સંજોગી નારીને અતિ સુખ છે રે,

પીડા પામે અતિ વિયોગણી નાર—આવ્યો.

શ્રાવણ મહિને શિવની પુજા ઉપર પ્રીત.

સહુને આ સંસારમાં સાંભળ સખી સચિત—સખી પાવસ.

પુષ્પ અગર અબીલને ગુલાલ લઇ રે,

જઇયે શંકર વધાવવાને સદ્ય—આવ્યો.

**ભટિયાણી—** ૧૭

સખી જામીન આ કાગળાંથી કેસોજી જો થાય,

જેજેકાર વરતાય (૨) . ...

**કેશર**—એથી રૂડું શું કહેવાય.

**ભટિયાણી**—પ્રતિજ્ઞા સફળ થાય મારૂં સહુ દુઃખ જાય,

સખી સુણ સખી સુણ ... ...

**કેશર**—ધરો બાઇ ધીર ધીર ધીર.

**વિજયસીંહ—** . ૧૮

**ચંદ્રવદન હે તારૂણી તારૂં નિરખવા મન તલપે છે મારૂં,**

**હે મમ પ્યારી ક્યારે મળીને મન તન તૃપ્ત કરીશ તું મારૂં;**

**પ્રાણપ્યારી તુજ વિણ મુજને કાંઇ નથી અહો લાગતું સારૂં,**

માહા દુઃખ પામું હે પ્રિય મારી ધીરજ હવે હું કઈ રીતે ધાઈ?

**વિજયસીંહ—** ૧૯

અહો દેવ સર્વ ગયું દુઃખ મારૂં,
ધરૂં હું ધરૂં હું ધ્યાન તારૂં;
અકળ છે કળા દેવના દેવ તારી,
નથી જાણતા જે મહા તત્વ ધારી.

**વિજયસીંહ—** ૨૦

પ્રિય બંધુ જાવો થાવો જામીન આવાર,
માનીશ આભાર સાર આપનો અપાર;
સુકુમાર હરિસીંહ રાજાની કુમાર,
લાવો લાવો લાવો કરો શ્વાંત સાંત સાર.
છો મહંતઓજ ગુણવંત ચંતધાર,
તે થકી કહું છું આપને હું વાર વાર;
જાવો સ્નેહ સાગરા દીલ માંહી દયા ધાર,
વળી વેલા આવજો કરીને શુભ કાર.

**ફલાજી—** ૨૧

રાય માગુ માફ કરજોડીને જરૂર,
ન જવાય ન થવાય જામીન હે સુર;
મ્લેચ્છ દુષ્ટનો વધી ગયો અતી ગરૂર,
કરે દગાબાજ કાજ સાજ એ કરૂર.
કરોને વીચાર સાર મન માંહી સુર,
પ્રતિજ્ઞા મહાનનો છોડી દોને ગરૂર;

જો નહી પળાય તો કહેવાય મહા ક્રૂર,
તે થકી મહારાજ રાજ વીચારો જરૂર.

**વિજયસીંહ—** ૨૨

તમે જાઓ તમે જાઓ નહી કરશો વાર લગાર,
હું કહું છું વાર‘વાર;
વિચાર વિચાર વિચારી કારણ મુળનું,
જે રાઠોડોના કુળનું
બહુ વિનય કરૂ આવાર નહી કરશો વાર લગાર,
તે કાજ તે કજ રાખી તુજ લાજ જાઓને આજ,
કરો શુભ કાજ હું કહું છું વારંવાર.

**છોકરાઓ—** ૨૩

રમો રગત પુરણ પ્રેમધારી પ્રેમધારી ને સુધારી,
ભાવ ભારી તક વિચારી. રમો.
આવો આવો અહી અલબેલો,
સર્વ સંગે મળો ખેલ ખેલો;
જુઓ ખંતથી બગીચો ખીલેલો,
સુખકારી દુઃખહારી. રમો.
કોશ કમળથી સુરસ ઝરે છે,
શબ્દ ગુંજરીત મધુપ કરે છે;
એવો આનંદ અપાર આ સ્થળે છે,
ગુલજારી ફુલવાડી અતી સારી બલીહારી. રમો.

**કલોજી—** ૨૪

બાદશાહે આ વાત સાંભળી કરશે જુલમ જુલમકારી,
લડીને ભડીને નડીને ગડીને અચળ અમલ લેશે પાડી;
માટે મુજને શોચ થાય છે હાય હાય ભડ ભયકારી,
કહુંછું વહુંછું સહુંછું ગહુંછું હાય થશે હવે દુઃખ ભારી.
નવગ જાની ના કહી છે પણ તે થાશે દુઃખ દેનારી,
રતીને મતીને ગતીને દતીને ત્રાહી ત્રાહી હે ત્રીપુરારી.

**ભટીયાણી—** ૨૫

પ્રાણથી અધીક પ્યારા પતિની વતી,
હે સખી સુજાણ હજી ખબર નથી;
માન માન માન તું હું કહું મનથી,
હવે પ્રાણ પીંજરામાં રહેવાનો નથી.
કરૂ આપઘાત દેહ તજું પંડથી,
નારી અવતાર તને ધીક છે અતી;
દરપદે કંદર્પ દૃષ્ટ પર્મ ગતીથી,
મુજને સખા સહન એ થતો નથી.

**ભટીયાણી—** ૨૬

સખીરે મન ધીર ધરો તમે મારી,
હરેરે દુઃખ દર્પ સહુ મોરારી;
મારે મતિવંત તમે નારી,
રહો રે રહો સુલક્ષણું ધારી.
મલીન થયું છે ચંદ્રવદન હારી,

વહે છે નીર નેત્ર જલજ ભારી;
રહો રે બાઇ હર્ષ હૃદય ધારી,
વાંચ્છના મન પૂર્ણ થશે તારી.

**ભટીયાણી—** ૨૭

ધન્ય ધન્ય આજે રે દીન સુખકારી,
દુઃખ દુર દુર દુર (૩) થયું મારૂરે—ધન્ય.
મળુ પ્રેમથી પ્રાણને,
મળુ સર્વ ગુણ સુજાણને;
રંઢીયાળા રૂપ ખાણને,
શીરતાજ સુજાણને.
જે નીરખુ છબી નીરખુ સુખ પરખુ મન હરખુ,
એ સરખુ સુખ નહી કોઇ જગતમાં ભારી.

**વિજયસીંહ—** ૨૮

મમ પ્યારીની સોધનના અચળ વીચળ આરે મુજ મન થા,
અકળ ગતિ અતી કર્મતણી છે અહો હશે હાના;
રેન દીન મન ચેન નથી રે એન થયો દુઃખદા,
પ્રાણપ્રિયાના દર્શ વીના તો પ્રાણ પંડથી જા—મમ.
કલાતણી હજી ખબર નથી રે હાય હાય શું આ.

**વિજયસીંહ—** ૨૯

આશા પૂર્ણ કરી છે શાબાશ,
તેથી હું હુલ્લાસ એન ત્રાસ છટયો ફાસ;
છો મારા પ્યારા બંધુ વારંવાર હું વંદુ,

તારો હું આભારી ભારી મોતથી લીધો ઉગારી.
નારી નારી મારી વાણી આજ તમે પાર પાડી,
કુળ ઉજાસ કહું છું ખાસ લો ઇનામ દઉં આ વાર.

**કલોજી—** ૩૦

વંસના હંસ સુરેસ તમારે હું દાસ પસે છું નરેશ,
આપ પ્રતાપ પ્રસરી રહ્યો છે દેશન દેશ અનેશ;
સુર તરૂવર છે આપ તણા કર અમે પક્ષા હે નરેશ,
અમતણી ઢાલ કૃપાલ તમે છો મોજી વિજયસીંહ મહેશ.
શુભ થયું છે કાજ જે આજે તવ પ્રતાપે ધનેશ.

**વિજયસીંહ—** ૩૧

જઈ નીરખુ મૃગનેની,
શશીવદની સુખ દેની— જઇ.
સુવર્ણ વર્ણી સંગ રમુ જઇને રંગ,
સુભ પ્રસંગ, છે ઉછરંગ;
જાઉ ધરી ઉરમાંય ઉમંગ ઝટ ઝટ ઝટ.

**ભટીયાણી—** ૩૨

સ્વામીને વીલંબ કેમ થઇ સખી રે,
પ્રાણાધાર સુખ આગાર દુઃખ નીવાર;
વીરહકાર શાંત થઇશ પેખી રે,
કામ દે મને કષ્ટ હે સખી રે.
ભુવન વંન મલીન મંન તરલ તંન દુઃખદ દંન,
છું અતી દુઃખી રે.

કેશર— ૩૩

ધીરજ મન ધરો હે ચંદાનેયની રે,
અતી સુજાણ મળશે પ્રાણ;
મનમાં જાણુ દુઃખ ન આણુ,
મંદ મંદ ગવની રે.
કષ્ટ ના ધરો મનમાંય માનુની રે,
જગદંબાય કરશે શાય કષ્ટ જાય;
મોદ થાય હે મૃગાનેનીરે.

ભટીયાણી— ૩૪

રંગ રશીલા પધારો રંગ માણવા,
હવે સુખના દીવસ સહુ જાણવા;
પેખુ નહી પળ પ્રિતમ તમને તે પળ જુગસમ જાય. રંગ.
અમર ફરી પીયુ આ સમે હેતે ઝાલી હાથ,
લગની લાલ નયન તણી લાગી મારા નાથ;
રંગ રમવા દુઃખ દમવા સુખ કરવા ભય હરવા. રંગ.

વિજયસીંહ— ૩૫

ન લગાર ચેન પ્રીયા તું વિયોગથી,
તું વીજોગથી (૨)
દે છે ત્રાસ વિરહ ખાસ છું ઉદાસ પ્રાણપ્યારી મારી,
પ્રાણ પ્રિયા તું છે પ્રાણાધાર.
રૈન સર્સ લાગે વર્ષ નથી હર્ષ લીધો ઉગારી મુજ,

## અંક ૨ બીજો.

**વિજયસીંહ—** ૩૬

મન ઉદધી માહરે (૨) અહો હો દીન રેન,
તરંગ તરલ આનંદ તણા જે નથી સમાતા વહી વહી જાએ;
બેસતાં, ઉઠતાં, સોવતાં, વાર વાર વહી જાઓ,
મળિ મન શાંતિ કીધો છે પ્યારી.
હવે કામ સ્વપ્ને ન સતાવે,
મનમાં, તનમાં, ક્ષણમાં, મહા મોદ મન થાય રે.

**વિજયસીંહ—** ૩૭

આ શું અચાનક (૩) વહાલીથી વીયોગ વખ્ત આવ્યો,
શાહનો લખેલો પત્ર આવીયો દીલીથી અત્ર;
પ્યારીને મળીને તુર્ત, હશે શું થશે શું જાઉં છું આજ હું. આશુ.

**વિજયસીંહ—** ૩૮

આવ્યો રે પ્યારી દીલ્હી થકી અસવાર,
વાંચીને પાતીરે ચીરાય છે છાતીરે;
તુજ વિયોગ થનાર,
યવન દુષ્ટ છે રે જોર અતી પુષ્ટ છે રે.
દૈવ હે શું કરનાર,
હે પ્રીયા મારી મુજ ભય ભારી રે;
પ્રાણ તજું આ વાર.

**ભટીયાણી—** ૩૯

મહામતિ પતી અહો મારી શી ગતિ,

રતિ પતિના ઉતારીએ;
તમે કેમ તજો નાથ હું અભાગિ નારીને,
તજું પ્રાણ હે સુજાણ અબળ હું અરે.

**વિજયસીંહ—** ૪૦

પ્રીયા ધરી પ્રેમ રજા દે મારી—ત્વરિત આવીશ પ્યારી,
પત્ર પાદશાહે લખી તેડાવ્યો આવાર;
માટે મુજ પ્યારી તમે હઠ ન કરો મન ધાર,
મુકો મુજ હશી રહો ધીર ધારી.
આજકાલ એનો ઘણો જગમાં જાણ જુલમ,
પુષ્ટ દુષ્ટ કાર્યો કરે અધિક અધર્મી અધમ;
પ્યારી નહીં જા તું હૃદયમાં હારી,
તુજ મુખચંદ્ર વિના પ્રિયા નેત્ર જલદીજ સુકી જાય.
હાય ઉપાય હું શું કરૂં તુજ વિયોગ નવ થાય,
પ્યારી કહું તુજને પુકારી પુકારી.

**વિજયસીંહ—** ૪૧

દુષ્ટ મ્લેચ્છ પાસ જાઉં છું હે રાણી,
તુજ આવવાથી થાય માહા હાણી;
પ્યારી આવું આવું ભણો નહીં વાણી,
થાય વાત બીજી જાય મુજ પાણી.
માટે મુક્ય મુજને તું એવું જાણી,
અરે છે પ્રિયા સુજાણ માહા શાણી.

વિજયસીંહ— ૪૨

કરો ઔરંગશાહ વિચાર, હે ગુણતણા ભંડાર,
છો પરમ પવિત્ર અપાર, તે માટે કહુંછું સાર;
ઘટે નહિ એ કુકર્મ. ધરો ધરો કાંઇ શર્મ,
વિચારોને આપ ધર્મ, બણીને અપાર પર્મ.
જુઓને કુરાન મર્મ, ક્ષત્રીઓ થયા છે નર્મ,
તેથી કરો હો આ કર્મ, લીઓ છો તેઓના ભર્મ;
નવ જુલમ કરો તમે આજ, છો સર્વતણા શિરતાજ,
ક્ષત્રી પુત્રી નવ રોજે જાય, હાય હાય આ જુલ્મજ થાય.

વિજયસીંહ— ૪૩

ખરેખર જુલ્મ કર્યો આ વાર, તેડાવીઓ મને પ્રતિત દાખી,
લે મમ લાજ કૃર અભિલાખી, કહું કરી હું વિચાર;
કોના અગાડી કષ્ટ ઉચરવું, આ શમશેર થકી હા મરવું,
કામ સુઝે નહિ, આગ બુઝે નહિ, તન ઝુઝે નહિ, એવું કીજે નહિ!
મતિ મારા વાર, પર્મ કૃપાલુ હે જગના આધાર,
યુદ્ધ કરૂં ધરી ધીરજ મનમાં, લેશ ક્લેશ કરૂં નહિ તનમાં;
ધાર્યુ હશે કિરતાર.

વિજયસીંહ— ૪૪

મમ પ્યારી સુજાણી (૨) પ્યારી તું વાણી,
તન મન માય, ચિન્તા ન કાય;
તમે કરશો ન હાણી (૨),
દુઃખ સુખ સાથે, છે સૌ માથે.

સત્ય કહું છું વાણી (૨),
ઘર ઘર પ્યારી તું સમ નારી;
નથી ક્યાંય મેં જાણી (૨).

**વિજયસીંહ—** ૪૫

દઇને રે દગાબાજી, દીધું છે દુઃખ તેં પાજી,
તેડાવીને થયો રાજી, દીધું છે દુઃખ તેં પાજી;
કર્યું છે તેંજ મન ધાર્યું, અરે પાપી ન વિચાર્યું,
નથી મરતો હવે લાજી.
નથી ગનમાં તને વિચાર, કરે છે દુષ્ટ તું વ્યભિચાર,
હાર્યો છું તુજ ભવ બાજી.

**કાલુખાં—** ૪૬

પ્યારી તલપ રહા મન મેરા,
મુખડા કબ દેખુંગા તેરા;
શરાબ શાખી મુજકુ પીલા દે આવ, આવ, આવ,
ગલેસેં લગજા.
લાખવાર મેં જહાન તુજપેં ફીદા કરૂંગા મેરા,
ઓ હો હો મજા હો જો જો જો. પ્યારી તલપ.
અલ્લા હક તાલાને આજે બહાર, બહાર, બહાર,
કરી હે કેસી, ઢુંઢ ઢુંઢકે મર જાવે પણ;
મીલે ન પ્યારી એસી, ઓહો હો, મજા હો જો જો જો. પ્યારી.

**કાલુખાં—** ૪૭

મેરા જેસા આદમ કો હુન આન,

મેરે મુખસેં કરૂં મૈં ક્યા બયાન. મેરા.
ઉસેં નજર જોડાય કએ દેખુંગા યાર,
કુંજ કલીયનસી હાય તન એસા તલસાગ. અહાહા,
અહાહા. મેરા.

**ભટિયાણી—** ૪૮

હાય હાય આ થયું શું કાજ,
સ્વપ્ન ભયંકર લાગે છે આજ;
વાલમ મુજ પડીયા દુઃખમાં.
શ્યામપણું છાયું છે મુખમાં,
હૃદય જાય છે મમ ફાટી,
અરે દૈવ શું દુઃખમાં દાટી;
રણે કાંઇ આશ્ચર્ય જાગે,
ભુવન ભયંકર ભારી લાગે.

**કેશર—** ૪૯

મલિન ન કરશો ચંદ્રવદન બાઇ,
નીત્ય મગન રહેશો મનમાંહી;
આળ પંપાળ સ્વપ્ન છે સાચું,
મીથ્યા માનો સર્વ એ કાચું.
સ્વપ્ને નીચનું પાણી પાય,
સ્વપ્ને સરમાં સમુદ્ર સમાય;
સ્વપ્ને સળીપર મેરૂ થાય,
કહો કેમ સાચુ કહેવાય.

**ભટિયાણી—** ૫૦

ગુણવંત પ્યારી પત્ર લખું, સુખસાજ હું તુજને,
તુજ વીણ પ્રાણાધાર, કાંઇ નથી ગમતું મુજને;
પત્ર વાંચીને તુર્ત આવજે અહીંયાં પ્યારી,
મ્લેચ્છ દુષ્ટ મતિમંદ મને દુઃખ દે છે ભારી.
નહિ આવે જો પ્રાણ પ્રાણ જશે મારો પ્યારી,
છે તું ચતુર સુજાણ ઉપાય નથી કંઇ મારો;
દુષ્ટ કરે છે પુષ્ટ જોર અહો હે મમ પ્યારી,
તે માટે લખી પત્ર મોકલ્યો તુજ ભણી નારી.
સમાચાર આ પત્રમાંય નૃગી લખીયા સારા,
મમ ઉપાય નહિ હોય પ્રીયા સોગન છે તારા;
નહિ આવે જો નાર નીકંદન પલમાં કરશે,
કરી વંશનો નાશ પછી મુજ કિલ્લો હરશે.
તુજને પડશે દુઃખ અરે મમ વ્હાલી પ્યારી,
માટે અહીંયાં આવ નારી મનમાંય વિચારી;
અહીંયાં આવ્યા બાદ નાથ સહુ સારૂં કરશે,
હરશે સૌ સંતાપ સકલ સુખ સંપત્તિ હરશે.

**ભટિયાણી—** ૫૧

પત્ર નાથનો આવ્યો અહો ઈશ પત્ર નાથનો આવ્યો,
મહા દુઃખદાઇ પત્ર પતિનો લેશ ન મુજ મન ભાવ્યો;
માતુ ધરા હું અરજ ગુજારૂ તુજમાં મુજને સમાવો,
કઠણ હૃદય નથી કેમ ચીરાતું ધીઃક તને કેમ ભાવ્યો.

જો નહિ જાઉં તો પતિવ્રતપણાને દે લાંછનનો દાવો,
જે વીધિએ મુજ ભાલ લખ્યું છે તેમાં કોઇનો ન દાવો.

**ભટયિાણી** – ૫૨

આવ્યો પત્ર પ્રાણપતિનો આજ, આવ્યો પત્ર દીલગીરી દરસાવી,
દીલાએ મને બોલાવી, જાઉં ધૈર્યતા દ્રઢાવી;
થશે જેમ હશે ભાવી, પ્રભુજી રાખશે મારી લાજ,
અરી સખી મારી ઝટ રથ લાવ્ય શણગારી.
ધીરજ હૃદય ધારી, પૂર્ણ પ્રીતિ પસારી,
નીરખે પ્રીતમ નારી, સહુ વિધિ સુખકારી;
થા, થા, થા, જલદી તૈયાર કરે કાં વિચાર,
કર મારૂં શુભ કાજ.

**સિપાઇ**— ૫૩

અહો આજ મજા હે યાર, અપને સબકુ એશ્રુગાર,
હુવા આજે અપને સબકા દીલકું બોત કરાર;
ભટિયાણીસી પ્યારી પાયે કાલુખાં સરકાર,
મોલાંને ઉનકુ બતવાયા તકદીર કયા બીશીયાર.
કયા પરવર દીગાર આજે બની હે બહાર,
શરાબ બે શુમાર પાવેંગે દીલદાર;
કાલુખાં સરકાર પીનેકુ તૈયાર,
હો, વા, જાને હું હોશિયાર. અહો

**સિપાઇ**— ૫૪

અપને સબે મીલકે કરેંગે યારો શરાબકા શોખ,

જમાલીએકું નહિ મીલે.

**જમાલીયો**—કયુંરે લુચ્ચા નહિ મીલે.

**બીજો**—ચાલ અહીંયાંસે નહિ મીલે.

**ત્રીજો**—ના કહેતા હું નહિ મીલે.

**બધાય**—નાસ્તાબી નહિ મીલ—અપને.

ચલો જલદીસેં દેર ક્યારે, અબે કાલુખાં પાસ,
આપના મુરાદ હાંસીલ હુવા;
વાહ! વાહ! કેસા હુવા,
પરવર દીગાર્ગીઆ.
લુંટેંગે અબ મજા,
શરાબકા બાપના અપને.

**કાલુખાં**— ૫૫

મોહ ભરી પ્યારી આવું તારી પાસ,
જોઉં જોઉં ચંદ્ર બદન પ્રકાશ;
અલબેલી તુજને હવે સુખ થશે આવાર,
જશે સર્વ સંકટ પ્રીયા નિશ્ચય મનમાં ધાર.
આજરોજ આનંદ નથી માતો મુજ દેહ,
જાણે અવની ઉપરે મોતી વરસ્યો મેહ;
પા મદિરા મુજને મળી મમ પ્યારી મનમાંય,
વારણી તુજ તન ઉપરે દેહ કરૂં કુરબાન.

**કાલુખાં**— ૫૬

મને મળી મૃગનેનીરે (૨) મળીને હળીને.

ધરીશ અપાર મુદ ચિન્તા કેની;
હવે નહિ રહુ ધીર ધરીને જાઉં જાઉં હું સત્વર કરીને,
પ્યાર પ્યાર પ્યાર કરૂં અતિશય પ્યાર.
ત્રિલોકનું સુખ પ્યારી નારીનું સ્વરૂપ.

**ભટિયાણી—** ૫૭

હરિહર તુજને સમરૂં આજ કોને શરણે જાઉં તુજ ખોળેછે લાજ,
અરે ધાય ધાય ધાય.
મ્લેચ્છવાસ મુજને અરે લાગે ત્રાસ સમાજ,
કર સહાય ત્રિભુવનપતિ ગુણમતિના કાજ,
કઠણ હૃદય કેમ ન ચીરાયે આજ,
શઠછંદી મતિમંદની ઇચ્છા છે મહારાજ;
કરવા પતિવ્રત ભંગ માહરૂં ધાર્યું છે મનમાંજ,
દુષ્ટ યવનને મારી કરીને બુઝાવા મમ દાઝ.

**કેશર—** ૫૮

રહો બાઇ ધીરજ ધારી મન વિચારી છો ગુણ ભારી. આપ. આપ.
છો ગુણ આકર વેણ સુધાકર તેથી પરહરો તમે. તાપ. તાપ.
ત્વરીત જાઉં લાવું કલાજી મીટાવશે સૌ દાપ. દાપ.
શું કરશે એ યવન અભાગી નડશે એના સહુ. પાપ. પાપ.

**કલાજી—** ૫૯

ગજબ ગજબ ગજબ ગજબ કરે અધર્મ,
નફ્ફટ નફ્ફટ નફ્ફટ નફ્ફટ કરે કુકર્મ;
દઉં ધિક્કાર વાર વાર તુજને બે શરમ,

કરે હગામ કામ દુષ્ટ ના તુંરે પરમ.
હાય હવે શું કરવુ, ઝેર ખાઇ મરવું,
ગમે ના ફરવું, કયાં જઇ ઠરવું;
મનમાં ડરવું, તનમાં બળવું,
જુલમ જુલમ જુલમ લે ક્ષત્રીના ભરમ.
હરે હાય શું કરૂં ગુલામ ન જાણે મર્મ,
હાથે હણું યવનને નહિ થવું નરમ,
હરીસીંહ કુમારીને લઇ આવું ધરી ધરમ.

**કલાજી—** ૬૦

દાસી મારી સોચના ધારી ભજી મોરારી,
ધિરજધારી છે ગુણ ભારી પાપી હણું પલમાંય;
મ્લેચ્છ દુષ્ટને પમાડું દુઃખ ભારીરે,
ચાલ ચાલ ચાલ આવું આ વાર.
કરૂં સંહાર જે વ્યભિચાર યવન ધાર,
મુજ અસિથી હશી ખુશીથી પાર.

**કલાજી—** ૬૧

ઠાર ઠાર કરૂં ઠાર જઇ જલદી પાપને ઠાર, ઠાર,
કંઇ સોચ ન કર મનમાંહી આવાર. ઠાર.
મ્લેચ્છ વંદમાં વિધનવિલાસી, મુજ સમશેર રૂધિરની પ્યાસી,
થઇ છે પૂરણ પ્રકાશી નાશ કરીશ સત્વર હું ધાર. ઠાર.

**ભટિયાણી—** ૬૨

લાગી મનમાં લાય અતિ લાગી તનમાં લાય,

મમ જીવ કાં નથ જાય. લાગી.
મ્લેચ્છ વાસમાંય ભયભિત મન મુઝાય,
નિરૂપાયથી શું થાય અરેરે હાય હાય. લાગી.
કરૂં પડીને પાય વિનંતિ વિશ્વરાય,
અતિ પ્રેમદા પીડાય, પ્રભુ કરો સહાય. લાગી.

**ભટિયાણી—** ૬૩

તમોપર જાઉં વારીરે,
સત્યપાળી નીજ પણ અહો મને મરતી ઉગારી;
જેમ નારી દ્રૌપદીની ટેક રાખી મુરારી,
આપ સમોવડ આ જગમાં ભુપાલ નથી ભારી.
મહા મતિ ધીર વીર ક્ષત્રી ટેક સુધારી,
જીંદગાનીપર્યંત તમારી હું છું આભારી;
ઘણી ખમા શૂરવીર તમોને ક્રોડ દીવાળી.

**ભટિયાણી—** ૬૪

કરૂણા કરજો કુંજબિહારી (૨)
શ્રીપતી હીતથી રીતથી પ્રિતથી;
ખંતથી કરૂં પ્રાર્થના તમારી. કરૂણા.
આપત સઘળી આજ અહાથીરે,
હરજો દળજો કરજો સાહ્ય મારી. કરૂણા.

**કાલુખાં —** ૬૫

હુવા દીલકુ કરાર અહો પરવર દીગાર,
દીલકું કરાર અહો પરવર દીગાર. હુવા.

અબતો વાં મે જાઉ જલદીસેં,
બટીઆણીકા કરૂં દેદાર. હુવા.
તપ્ર મીલા જાણે તીનં લોકકા,
પ્યારી કરનેકું હુવા તૈયાર. હુવા.



## અંક ૩ ત્રીજો.

સીપાઇ— ૬૬

કેસા બાયા દેખો જુલમ યારો,
અંગમેં પ્રગટી આગ;
એસાઇ લડના ઉનકે સંગજો,
લડકે ખેલે ફાગ.
સાહ કે સંગ કરે તકરાર તો,
ઉનકે બડે અભાગ. કેસા

કલાજી— ૬૭

શાણા સામ તો સુજાણ વાલો યવનોનો ધાણ,
મારો મારો મારો રજપૂતને સુધારા;
કાંઇ હીમત ન હારો શૂરવીર સુખખાણ,
જાઓ જાઓ વેગા મારો મ્લેચ્છ તેગથી.
લડો મુજ નેગ વેગથી હા વેગથી,
ધાવો ધાવો રણધીર કરો પાપીને અધીર;
કરો કેશરીયાં હાય ટુટી પડો રણમાય,
મ્લેચ્છ જીવતા ન જાય કરો કરોને સંહાર.

નહીં લગાડશો વાર કરી દીયો આરવાર,
ધરો ધરો દિલ હામ ચહો ચહો જય ચહો;
ક્ષત્રી અભિમાન ગ્રહો લહો જગ યશ લહો,
રણપથ ગહો ગહો દગા પાપીને ખુશીથી સ્વજનો દહો.

**અમરસીંહ**
**રણજીતસીંહ** } ૫૮
**અમરજીતસીંહ**

ધરો ધીર ધરો ધીર મહીપ શુભ પેર યવનોને કરશુ ઢેર,
નથી જોર (૨) રંકનું તેવું અમ અંગ લડે રહી એવું;
અમો મહીએ (૨) સહુ શુભપેર યવનોને કરશું ઢેર,
જેમ ભીમ દુશ્યાસનભાઇ કરી કરીને કઠિણ લડાઇ.
મહા ઘોર યુદ્ધ વરતાઇ ધરી માન (૨) રૂધીરનું પાન,
કર્યું ગુણગાન તેમ કરી પેર—
અમો સત્ય પ્રતિજ્ઞા કરીએ યવનોના પ્રાણજ હરીયે,
નહી તો પાછા નહી ફરીએ ધરી ધર્મ (૨)
વિચારી મર્મ કરી રણ કર્મ પર્મ કરી કેર.

**કલાજી—** ૫૯

રગ છે સામતો સુરવીર રણધીર,
મતી ધીર મહા ગુણના ગંભીર;
સુમતિ સુધીર સાબાસ સાબાસ અહો રાખો મુજ નીર,
મારો માગો એને હાર વદું એવું વાર વાર.
જાણે નહ સારાસાર પાપ કરે છે અપાર,

પાપી પાય ફંદ અરે કરે છે એ હૂંદ;
હતો નીચ એ અમંદ હવે બનશે તે મંદ,
તોડો અભીમાન જોર એનું એનું શું શું શું.

**છોકરાઓ—** ૭૦

અમે સંગે આવીશુંરે મ્લેચ્છ મારવા ધરી દિલ ધીર,
છૈયે અમો શુરવીરના પુત્રો જોજો અમારી સુધીર;
એ પાપીને પલમાં મારીસું મારે છે બાજ જેમ કીર,
લેશો નહી જો સંગે કદાપી મરશું થઇને અધીર.

**ફલાજી—** ૭૧

પવિત્ર પ્યારા પુત્રો મારા ધન્ય તમારી ટેક,
રણ આંગણે ન અવાય તમોથી છો લઘુવયના છેક.

**છોકરા—**પુજ્ય પિતાજી કેહરી બાલક ભલે નપટ લઘુ હોય,
ઝુંડવી તુંડવી શાલ ઘણા પણ ગાંજી શકે નહી કોઇ

**ફલાજી—**આ વખતે તો પુત્ર માહારા ઘેર જાઓ રણધીર.

**છોકરા—**જઇએ છીએ સૌ તાત તમારો હુકમ ચડાવી શીર.

**સીપાઇઓ—** ૭૨

ચલો ચલો તીક્ષન તલવારસેં,
હિંદુકુ મારીએ મારસેં. ચલો.
અહો સુનો મેરે યાર, સબે રેના તેયાર,
હે કીશાકી દરકાર, કુછ અપનેકુ પાર;
પકડી મગાવો દ્વારસેં ખેંચ ખેંચ પકડી. ચલો.

**ભીલ—** ૭૩

હે હાલે કેમ હળવો ઘાયલરે હાલે કેમ હળવો,
મળવા રે જાઉં છે કલારાયને રે રૂપસંગીયા.

**રૂપસંગીઓ—**તુંએ હાલ હળવો ઘાયલરે (૨),
ઉતાવળો હાલ્યાથી હાણી થાશે રે સરદારીયા.

**સરદારીઓ—**દારૂગાર ખાઇને ઘાયલ રે (૨),
લડવા રે જાઉં છે એલ્યા રડમાં રે રૂપસંગીયા.

**રૂપસંગીઓ—**મારે કહ્યું માનજે ઘાયલ રે (૨),
કાંટાને મેહેલે હેઠો બહજે રે સરદારીયા.

**સરદારીઓ—**કાયર કેમ થાય છે ઘાયલ રે (૨),
કાયરતો થઇને કેણી કરમાં રે રૂપસંગીયા.

**રૂપસંગીઓ—**ફોજ પાદશાહની ઘાયલ રે (૨),
ઘેર્યું છે ઠાકોર કલાજીનું ગાંદરૂં રે સરદારીયા.

**સરદારીઓ—**મારી પાદશાહને ઘાયલ રે (૨),
વેલા રે વાલા કલાજીની થઇશું રે રૂપસંગીયા.

**રૂપસંગીઓ—**મારે નહી મરજે ઘાયલ રે (૨),
બાઇડીને છોકરાને ઘરે મળજે રે સરદારીયા.

**સરદારીઓ—**હું તો શુરવીર શું ઘાયલ રે (૨),
પાપી રે પાદશાહને મારૂ પલમાં રે રૂપસંગીયા.

**કલાજી—** ૭૪

શુરવીરો આજે કરી સુબપેર,
મારી પાપીયોને આજે મારૂ વાળ્યું વેર વેર વેર

મારા ઉરમાંય લાય લાગી અતી હાય હાય,
પાપીયોનું મુળ જાય ત્યારે મન શાંત થાય,
અહા હા હા કરે પાપી કેવો કેર. શુરવીરો.

**સીપાઇઓ—** ૭૫

હાંરે સુનો સુનો મુગલ સરદારો,
દુર્ગ મટીકા બનાઇ તોડીએ તત્કાળ;
હારના મત હિંદુકેસ ઉનકા ક્યા મગદુર,
ખેરસલા કરે ગલા યાદ રખાયે। નામ ઉનકા.
શાહ ખાના ખાઇ ગાતો સર્વકી સંભાલ. હાંરે.

**વિજયસીંહ—** ૭૬

આ શી ઉપાધી શી વ્યાધી,
કાયા બાધી સુકાણી છે મારી;
લાય મનમાં થાય છે તનમાં,
કૃપાળુ હરી.
અરજી સ્વીકારો ઉગારો,
ચેન નહી ચીતમાં અમારે;
લગારે ધશ અત્યારે,
ચડો વારે વિપત્તિ હરી.

**વિજયસીંહ—** ૭૭

**અરે હાય શું કાયર થઇને બેઠો શું આવાર,**
**શુરવીર રણધીર આગળે બેડીનો શો ભાર;**
**પલમાં જાઉં મ્લેચ્છ નીચને કરીયાલું હું ઠાર,**

વારવાર કરી પુકાર જાઉંછું હું ધીર ધરી જઇ સંભળાવો સરકાર !

કલાજી— ૭૮

જુવોજુવો કરે છે અન્યાય,
ધાવો ધાવો સરદાર મ્લેચ્છ જીવતા ન જાય;
જાય જાય તો જૂલમ હાય હાય તો જૂલમ,
ઝટક ઝટક ઝટકાવો મુસ્તક લટકાવો તોરણુ બંધી.

કલાજી— ૭૯

છે ધન્ય ધન્ય રણધીરો,
કઠીણ વખતમાં બણી મુજ બેલી;
યુદ્ધ કરો સુરવીરો. મમ.
કર્યું નિકંદન દુષ્ટ પુષ્ટનું,
તુષ્ટ કર્યો આત્મા મારો,
રંગ રંગ છે રંગ તમોને,
રંગ રંગ રણધીરો. મમ.

કલાજી— ૮૦

નવ વદો વદનથી આવું,
હું ક્ષત્રી ન ક્ષત્રી નહી થાઉ. નવ.
ટેક લીધેલી નહી તજું,
નહી લજવું પીતુ માત;
અપયશ અગણીત નહી કરૂં,
વિશ્વ વિષે વિખ્યાત.
નહિ નીચને નમાય,
ભલે દેહ ત્યાગ થાય. નવ.

સીપાઈ— ૮૧

શેર બનો શેર યારો પકડો સમશેર,
જાલીમ મચાવો જંગ;
રખો રણબીચે રંગ,
હીમત દેતા હે જોષ.
આબરૂ રખેગા આઇ,
સુનો યાર સુનો યાર કરો ઝેર. શેર૦

ભટિયાણી— ૮૨

ભ્રાત મુજ સદા શત્રુ હણીને,
વિજય પામજો મજો હજો હજો;
થજો પ્રભુ સાય હું પડી પાય,
વિઘન હરો મુજ વાલમના કરૂણાળુ (૨). ભ્રાત મુજ.
ગિરીધારી અસુરારી અજભવ ભવહારી,
બલીહારી વારે ચડજો વારે ચડજો;
દીન દાસી જાણીને કરૂણાળુ (૨) ભ્રાત મુજ.

ભટિયાણી— ૮૩

મમ હ્રદય કેમ ન ચીરાય દુઃખદ વાત સાંભળી આવી,
મુજ માટે કરી અહો મમ બંધુ આપને કષ્ટજ થાય;
હા આ વચન સાંભળી મુખથી કેમ જીવ નહી જાય,
વીરા આપને રજા આપતાં જીભજ હાય કપાય.

કુલોજી— ૮૪

હવે પુરી લાવું લઉં એ પાપીના પ્રાણ,

દુશ્મનના લેહીની ભારી તેગ થઇ છે તર્ષી મારી;
તુર્કની સેનને જઇ વાળું હું ઘાણ,
મારૂં હાર કરી યુદ્ધ ઘોર ધમશાણ. ૬૭.

સીપાઇઓ— ૮૫

નેણુમાં નીંદ્રા નાવે જરી,
મારો રામ ગયા વનવાસ રે. નેણુ.
ક્રસ્નવિનાના મારા ગોકુળ સુનાં રે,
મંદરીયુ સુનુ શ્રીરામ રે. નેણુ.
હંસવિનાનાં મારાં સરોવર સુનાં રે,
વાઘ વીનાની વનરાય રે. નેણુ.
મેઘ વીનાના મારા મોરલારે સુના રે,
સીતા વીનાના શ્રીરામ રે. નેણુ.
માતા કૌશલ્યાજી એમ કરી વીનવે રે,
સમીપ રેહેજો મારા શામ રે. નેણુ.

કુલાજી— ૮૬

સુખેથી મુખેથી મુને મહારાજ,
આપો શાબાશી શુ આજ;

વિજયસીંહ—યવનનો નાશ કર્યો સબળથી પ્યારા,
દુઃખથી બચાવી ક્ષત્રીયોની દારા,
રાખી ધીરવીર મારી લાજ લાજ. સુખેથી.

કલોજી— એમાં લેશ ન પ્રાક્રમ મારૂં,
તપ બળ મહીપતી સર્વ તમારૂં;

પ્રાણુ પાપીજનના હરનાર,
સકળ જગતમાં જય કરનાર.
ધન્ય ધન્ય પ્યારા માત ધર્મધુરી ધરનારા,
ક્ષત્રીવટ રીતી તે સુધારી આજે આજ.સુખેથી.

ફતેહજી વિજયસીંહ } ૮૭

જગદીશે કર્યો જયકાર,
સંકટ કાપ્યું મહા સુખ આપ્યું અરીનો કરીને સંહાર;
જગદીશે કર્યો જયકાર આનંદ છે આજે અપાર (૨),
જઇએ સ્વરાજમાં સુખ સમાજમાં આજે ધરી ઉર પ્યાર. જગ૦

ભટિયાણી— ૮૮

મુજ શીર દુઃખ નાંખ્યુ શ્રી ઉમીયાપતી,
ઘટે ન કરવો કોપ દીનપર;
કઠીણુ અતી મુજ કર્મ ગતી. મુજ શીર.
કરૂ અર્જ જોડી હાથ નાથને મીલાવો નાથ,
જન્મ સુધારો કષ્ટ નીવારો અર્જ સ્વીકારો અવીનાશી.
જંગલમાંય રહ્યું ન જાય હારી હું હૈયામાં હામ. મુજ.

ભટિયાણી— ૮૯

મમ જીવ ઘણો ગભરાએ,
આ વીપત્તી ન મુજથી વેઠાએ. મમ જીવ

ભીલડીઓ—બાઇ કાંઇ દુઃખ નહી ધરો આંહી,
સસી મુખી રહો સુખી અકળાએ શું થાએ. મમ.

**ભટિયાણી**—પતી વિયોગ સાયક સહી તનમાં,

દીવસ વીતાવું છું રહી વનમાં;

ગતી તારી અતી ન્યારી નશીબ નશીબ,

**ભીલડીઓ**—તજો માત કલ્પાંત થાઓ શાંત ભલી ભાત.

**તમામ પાત્રો**— ૮૦

અવિનાશી તમારી અદ્ભુત રચના અવલોકી અમે આજ,

વક્ર દ્રષ્ટીથી લગાર વીમુખ સર્વે જગતસાર;

શ્રી......ધ......ર......અવરેખા. અવનાશી.

કષ્ટ કાંત કપાકાંત કાપ્યું દુઃખ સહુ (૨),

આપ્યું સુખ બહુ સદૈવ શુભ સુખ આજ. અવીનાશી.

મોરારી મોરારી હું વારી હું વારી ઉગારી ઉગારી વીકટ સંકટ.

છનન છુમ—

